# પ્રસ્તાવના

આ લેખમાળાનો પહેલો લેખ ૧૯૪૨ના માર્ચ માસમાં લખાયલો છે. જાપાની આક્રમણ અસરકારક બનવાના ભણકારા વાગ્યા ત્યારે જનતાએ પોતાની સ્વેચ્છાથી કે દેખાદેખી રાતની ચોકીનું કામ શરૂ કર્યું આ ચોકી અમદાવાદમાં શરૂ થઈ તે અરસામાં અહીંના જિલ્લા મેજીસ્ટ્રેટે એલીસબ્રીજ વિસ્તારમાં લાકડી, લાઠી, ભાલા વગેરે લઈને ફરવાની બંધી ફરમાવી. તે હુકમમાંથી "આત્મરક્ષણનો અધિકાર"વાળો લેખ જન્મ્યો. આ લેખ મોટે ભાગે આ જ સ્વરૂપમાં તા. ૧૨–૪–૧૯૪૨ના 'વન્દે માતરમ્'માં છાપવામાં આવ્યો છે.

આ પહેલા લેખના અનુસંધાનમાં બીજો લેખ તેની પૂર્તિરૂપે મોડો મોડો નવેંબર માસમાં લખાયો અને તેમાંથી ઉદ્ભવતા મુદ્દાઓ સંબંધી બાકીના લેખો ડીસેંબર ૧૯૪૨ તથા એપ્રીલ ૧૯૪૩માં લખાયા.

આ વિષય બાબતમાં મારુ નમ્ર મત એવું છે કે જો આપણો ધર્મ સાચેજ જીવન્ત હોય તો મૂડીવાદની ઉગ્રતા અને નિષ્ઠુરતા કદાપિ અસ્તિત્વમાં આવે નહિ. આજને વિષમ કાળે ધર્મની વાત કરતાં તે નિર્વીર્યતા લેખાય છે એમ મેં જાતે અનુભવ્યું છે. આમ છતાં મનુષ્યનો સ્વભાવ ઊર્ધ્વગામી મટ્યો નથી એવો વિશ્વાસ સેવતો હોવાથી આ નાની લેખમાળા જાહેરમાં મૂકવાની ધૃષ્ટતા કરું છું. સમાજવાદનાં મૂળ તત્ત્વો શીખવા આપણે પાશ્ચાત્ય દેશોમાં જવાની જરૂર નથી. આપણાંજ ધર્મશાસ્ત્રોમાં સમાજવાદનું અખૂટ જવાહીર ભર્યું છે તે વિચારવા વાચકોને હું વિનંતિ કરું છું.

૩૧, શ્રીમાળી સોસાયટી,
અમદાવાદ.
તા. ૨૭ મે, ૧૯૪૩

**વિજયશંકર મંછારામ ભટ્ટ**

# અનુક્રમણિકા

૧

# આત્મરક્ષણનો અધિકાર

આજરોજ અમદાવાદના જિલ્લા મેજીસ્ટ્રેટે એક ખાસ ફરમાન બહાર પાડી એલીસબ્રીજ અને સાબરમતી નદીના પશ્ચિમ કાંઠાના બધા વિસ્તારમાંથી હથિયારબંધી ઉઠાવી લીધી છે. જિલ્લા મેજીસ્ટ્રેટનું આ પગલું ખરેખર આવકારદાયક અને અભિનંદન આપવા લાયક છે. આ વિસ્તારના રહીશોનું પ્રતિનિધિમંડળ જિલ્લા મેજીસ્ટ્રેટને મળ્યું હતું અને અગાઉ બહાર પડેલા હુકમની અયોગ્યતા દલીલોથી દર્શાવી હતી. આ પ્રતિનિધિમંડળની મહેનત અને પ્રયાસને લીધે એલીસબ્રીજ વિસ્તારના રહીશોની વાજબી માગણીઓ સ્વીકારવામાં આવી છે અને ઘટતો ફેરફાર જરાપણ ઢીલ સિવાય કરવામાં આવ્યો છે. જાહેર જનતાની વ્યવસ્થિત વિનંતિઓ ખાલી જતી નથી તેનું સરસ ઉદાહરણ આપણને મળ્યું છે.

પણ આવા હુકમો કેમ બહાર પડી શકે છે તેની કંઈક છણાવટ અને ચોખવટ આવશ્યક છે. આપણા વિભાગના રહીશો તેમજ દરેક નાગરિક આવા હુકમો સામે સ્પષ્ટ અણગમો વ્યક્ત કરે છે અને ભવિષ્યમાં આવા હુકમો બહાર ન પડે તે માટે સરકારને આગ્રહભરી વિનંતિ કરે છે. જ્યારે સરકારનું ધ્યાન યુદ્ધપ્રયાસોમાં રોકાયલું હોય ત્યારે આવી ગલતી થઇ જાય તે સ્વાભાવિક છે. પણ જિલ્લા મેજીસ્ટ્રેટ આ જાતના હુકમો બીજા અધિકારીઓની સલાહ-સંમતિ વગર બહાર પાડે તે સંભવિત નથી. આ અધિકારીઓની ફરજ છે કે પ્રજાની નાડ પારખે અને તેની વ્યવસ્થિત શક્તિઓની આડે કદાપિ ન આવે. જિલ્લા મેજીસ્ટ્રેટને ઘણી વસ્તુઓ ઉપર ધ્યાન આપવાનું હોવાથી તેમને

બીજા પોલીસ અધિકારીઓની સલાહથીજ કામ લેવું પડે. પણ તેવે વખતે સલાહ આપતા અગાઉ, અધિકારીઓ એમ વિચારે કે તેઓ જાહેર જનતાના સેવક છે તો આવી ભૂલ સંભવે નહિ. આજના અવકારદાયક ફેરફાર ઉપરથી જે ધડો પ્રજાને લેવાનો છે, તેવો ધડો જિલ્લા મેજીસ્ટ્રેટને સલાહ આપતા અધિકારીઓએ પણ લેવાનો છે, એ વાત દીવા જેવી સ્પષ્ટ છે. આ અધિકારીઓએ તેઓ પ્રજાના સેવક છે એ વાત ભૂલવી પાલવે તેમ નથી. આજના કટોકટીના સમયમાં અધિકારી વર્ગ તથા આમપ્રજા સહકારથી કામ લેશે તોજ આપણે વ્યવસ્થા અને શાન્તિ જાળવી શકીશું. વ્યવસ્થા અને શાન્તિનું કાર્ય એકલા નિયામક બળથી કદી સાધી શકાતું નથી તે વાત અધિકારીઓએ ધ્યાનમાં રાખવા જેવી છે. નિયામક બળ અને પ્રજાનો સહકાર એ બન્ને ભેગાં થઇ કાર્ય કરે ત્યારેજ આપણો હેતુ પાર પડે તેમ છે.

પ્રજાની વ્યવસ્થિત શકિતમાં ખલેલ નાખતા આવા હુકમો પ્રજાને ગભરાટમાં નાખી બાયલાપણું કેળવવામાં સહાયભૂત થાય છે એમ અમે નક્કી માનીએ છીએ. આથી પ્રજામાં એક જાતની શિથિલતા અને નિષ્ક્રિયતા દાખલ થાય છે. આ શિથિલતા અને નિષ્ક્રિયતાને આપણા આગળ પડતા વર્ગો તરફથી પણ કેવી અદીઠ રીતે ટેકો આપવામાં આવે છે તે બે દાખલા આપી અમે સ્પષ્ટ કરીશું. હથિયારબંધીના હુકમ સંબંધી અમારે એક પ્રતિષ્ઠિત વકીલ સાથે ચર્ચા થએલી. ત્યારે તે વકીલ સાહેબ કહે કે જે હુકમ બહાર પડયો છે તે હુકમ જોતાં ઘરના ઓરડામાં કે કમ્પાઉન્ડમાં લાકડી–લાઠી લઇને ફરાય નહિ, કારણ કે તે ગુન્હો છે. કોઇને મારવા માટે નખ વધારવા તે પણ ગુન્હો છે. દાંતનો ઉપયોગ કરડવામાં કરવો તે પણ આ હથિયારબંધીના હુકમનો ભંગ છે. આ વિચારસરણી અનુસાર ગુન્હાની પરંપરા કયાં જઇને નહિ પહોંચે તે સમજવાનું કામ અમારી સમજ બહારની વાત છે. વળી આ હુકમથી વધારે સંક્ષોભ થવાનું કારણ સબળા જણે છે. જ્યારે નાગરિક સંરક્ષક દળો પોતપોતાના

વિભાગમાં ચોકી કરી પોલીસદળને સહાય આપવાનું કામ કરે છે ત્યારે આવા બેહૂદા હુકમો પ્રજામાં રોષનો ભાવ ફેલાવે છે. વકીલોની સલાહ ગેરવ્યાજબી હોય છે એમ અમારૂં કથન નથી. પણ અમે એટલું તો અફસૂસ માનીએ છીએ કે વકીલોના વિચારવમળથી પ્રજાની નીડરતા ઉપર ભારે અસર થાય છે અને પ્રજા હતાશ થવાનો વધારે સંભવ રહે છે. વકીલો માત્ર કાયદાના સંકુચિત દૃષ્ટિબિન્દુથી અને ઉપર ટાંકેલા દાખલામાં કોઇપણ જાતના સ્વાર્થ સિવાય સલાહ આપે છે તે વાત ખરી છે. પણ આવી સલાહોનો સફળ પ્રતિકાર કરનારા હેમ્પડન અને પીમ જેવા ઈંગ્લેન્ડમાં પાકયા ન હોત તો ઇંગલેન્ડનું સ્થાન દુનિયાના દેશોમાં લોકશાહીની પ્રબળ લાગણી માટે શી રીતે પંકાત ? બીજો દાખલો એક પત્રકારનો છે. અમારે ઉપર જણાવેલા હુકમ સંબંધી એક પત્રકાર સાથે પણ વાતચીત થયેલી. એ તો ભારે નિરાશાવાદી હતા અને નાગરિકોના પ્રયાસ કે વિનંતિનું કાંઇજ પરિણામ નહિ આવે એમ ભવિષ્ય ભાખી ચૂકયા હતા. તેમની સાથેની વાતચીત આમ અટકી. પણ સાંજ પડતા અગાઉ તો જાહેર થઇ ગયું હતું કે પ્રતિનિધિમંડળની વિનંતિ માન્ય રાખી હથિયાર-બંધીનો હુકમ પાછો ખેંચી લેવામાં આવ્યો હતો.

ઉપર જણાવેલા બે દાખલા ઉપરથી અમે એમ સિદ્ધ કરવા માગીએ છીએ કે પત્રકારનો અને વકીલનો ધંધો જાહેરજનતાની સેવા અર્થે થોડા કે વધારે પ્રમાણમાં ગણાય છે એ માન્યતા ખોટી પડે, તો પ્રજાનો સંપૂર્ણ હ્રાસ થઇ જાય. જ્યારે આવા આગળ પડતા લોકોમાં આટલી બધી નિરાશાની લાગણી ફેલાય ત્યારે બીજા વર્ગોની શી વાત કરવી ? આ લાગણી ફેલાતી અને વિકસતી અટકે તેને માટે સફળ પ્રયાસો આપણે કરી શકીશું તો જ આ પલટાના જગતમાં આપણું સ્થાન જાળવવા આપણે શકિતમાન બનીશું.

આત્મરક્ષણનો અધિકાર દરેક જીવન્ત પ્રજા ધરાવે છે. આપણી કમનસીબી એ છે કે હિન્દમાં એ અધિકારનું આપણને જરાયે ભાન

નથી. આ બાબતમાં જેટલી જવાબદારી સરકારની છે તેટલીજ આપણી પણ છે. સરકારના હથિયારબંધીના કાયદાએ (arms act) આપણાં કાંડાં કાપી નાંખ્યાં છે એટલુંજ નહિ પણ આપણને પ્રજા તરીકે નિર્વીર્ય કરી દીધા છે. આપણી સમાજવ્યવસ્થા અને કહેવાતી ધાર્મિક માન્યતાઓએ પણ આપણને બાયલા બનાવવામાં મોટો ભાગ ભજવ્યો છે. આમ આપણને બધીયે બાજુથી ભયની લાગણીએ ઘેરી લીધા છે; કુટુંબમાં માબાપનો ભય, નિશાળમાં માસ્તરનો ભય, સમાજમાં નાતજાતનો ભય, ચોર ડાકુનો ભય, મોતનો ભય અને સૌથી વધારે કાયદાનો ભય કાયદો વાજબી છે કે કેમ તે વિચારવા આપણામાંના આગળ પડતા લોક પણ શકિતમાન નથી, તો પછી આમપ્રજા શી રીતે શકિતમાન હોઇ શકે ?

આ પરિસ્થિતિમાં હિન્દી ફોજદારી કાયદો ઘડનારાઓએ આત્મ-રક્ષણના અધિકારનું જે પ્રતિપાદન અને સમર્થન કર્યું છે તે તરફ પ્રજાનું ધ્યાન દોરીએ છીએ. એ લોકોએ એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે આત્મરક્ષણના અધિકારમાં વધુ પડતું નિયમન કરવું વાજબી નથી. વધુ નિયમન કરવું તે તો ચોર–ડાકુના હક્કનું સમર્થન કરવા સમાન થાય અને પ્રજાનો જુસ્સો માર્યો જાય. તેઓ લખે છે :

" આ પરિસ્થિતિમાં અમો ઇચ્છીએ છીએ કે પ્રજામાં મર્દને છાજતો જુસ્સો પેદા કરવો જોઇએ અને આત્મરક્ષણના અધિકારમાં નિયમનોનો વધારો કરવો જોઇએ નહિ. × × × × × "

" આત્મરક્ષણનો અધિકાર અતિ જરૂરી છે. દરેક વ્યકિત પોતાનું રક્ષણ જેટલી સાવધાનતા અને દક્ષતાથી કરી શકે તેટલી સાવધાનતા અને દક્ષતાથી મેજીસ્ટ્રેટો કરી શકે નહિ. × × × × આ અધિકાર ઝુંટવી લઇને તમે બધાયે ખરાબ માણસોના સાથીદાર બનો છો."*

---

* " The right of defence is absolutely necessary. The vigilance of magistrates can never make

હિંદી ફોજદારી કાયદો ૧૮૬૦ ના ઓકટોબરની ૬ ઠ્ઠી તારીખે વાઇસરૉયનું અનુમોદન મેળવી શક્યો આ કાયદાની પ્રથમ રૂપરેખા ૧૮૩૭ માં લોર્ડ મેકૉલેના પ્રમુખપણા નીચે કામ કરતા એક કમીશને દોરેલી. અત્યારની પરિસ્થિતિમાં અમે હિન્દના અધિકારીવર્ગ તથા આમ પ્રજાને આત્મરક્ષણના અધિકાર વિષે વધારે અભ્યાસ કરવા વિનંતિ કરીએ છીએ. કારણ કે ૧૮૬૦ માં જે અધિકારનું ઉપર જણાવેલી દૃઢ અને સચોટ ભાષામાં વર્ણન કરવામાં આવ્યું છે, તેનું કાંઈ નથી સરકારને ગળે ઉતર્યું કે નથી પ્રજાને.

આત્મરક્ષણના અધિકારનું જ્ઞાન અને ભાન દરેક જણે મેળવી લેવાની જરૂર છે. એમાં તીવ્ર બુદ્ધિની જરૂર નથી; જરૂર માત્ર હિંમત અને દૃઢતાની છે. આત્મરક્ષણનો અધિકાર તે આજને સમયે આપણી પ્રથમ ફરજ છે. મદોન્મત્ત સરકારો પણ આપણને તે ફરજમાંથી ચળાવી શકવાની નથી. આપણી શાન્તિપ્રિય અહિંસાનો અર્થ એવો નથીજ થતો કે ગામમાં કે ઘરમાં ઘૂસી આપણને મારતા કે લૂંટતા મારાઓને આપણે ન અટકાવવા. આપણે એમને સફળ રીતે અટકાવવા સર્વતોમુખી પ્રયાસ કરવાનો છે. આ પ્રશ્ન રાજકીય નથી, સામાજિક છે. અંગ્રેજીમાં કહેવત છે કે જે પોતાને મદદ કરે છે તેને જ પરમેશ્વર મદદ કરે છે

---

up for the vigilance of each individual on his own behalf. [ The fear of the law can never restrain bad men as effectually as the fear of the sum total of individual resistance. ] Take away this right and you become in so doing the accomplice of all bad men. "

Bentham.
The Indian Penal code P. 198
Twelfth Edition, 1930

## ૨

# નાગરિક સંરક્ષકદળની તાત્કાલિક જરૂર

ચાલુ વરસમાં જ્યારે જાપાની આક્રમણની શકયતા ઉભી થઈ ત્યારે સરકારે અને પ્રજાએ બન્નેએ સંરક્ષકદળોની જરૂરીઆત પારખી. સરકારે હવાઈ હૂમલા સામે ચેતવણી રૂપે દળ ઉભું કરવા પ્રયાસ કર્યો. Civic Guards–નાગરિક સંરક્ષકોમાં પણ ભરતી કરવામાં આવી. પ્રજા તરફથી રાત્રે ચોકી કરવા માટે વ્યવસ્થા કરવામાં આવી. આવી વ્યવસ્થા આપણા ઇલાકાનાં શહેરો તેમજ ગામડાંમાં પણ થઈ. આ બન્ને પ્રકારની વ્યવસ્થાઓ કેમ ઓરંભે પડી તેનો ટૂંકો ખ્યાલ આપવાનો આ લેખનો હેતુ છે; સાથે સાથે આવી વ્યવસ્થાઓની તીવ્ર જરૂરીઆત સરકારના અને આમ પ્રજાના ધ્યાન ઉપર લાવવાનો હેતુ પણ છે.

એ. આર. પી. અને નાગરિક સંરક્ષકદળો શહેરમાં તેમજ ગામડાંમાં ઉભાં થયાં છે અને પ્રજાનો સાથ સારો છે. પણ સરકાર એક યા બીજા કારણસર તે દળોને યોગ્ય તાલીમ આપવામાં અને તેનો સફળ ઉપયોગ કરવામાં નિષ્ફળ નીવડી છે એમ અત્યારે તો દેખાય છે. જાપાની આક્રમણની શકયતા દૂર થતી ગઈ તે પણ એક કારણ હોય; વળી રાષ્ટ્રીય પ્રવૃત્તિ પછી અરસપરસનો વધતો જતો અવિશ્વાસ અને શંકાકુશંકાઓએ પણ ફાળો આપ્યો હોય; પ્રજાનો ઉત્સાહ મંદ પડયો હોય; સરકારનું ધ્યાન યુદ્ધપ્રયાસોમાં વધારે રોકાયલું હોય; આમ અનેક કારણોએ આ પ્રવૃત્તિમાં મંદતા આવી હોય તેમ લાગે છે.

બત્તીબંધી અને એ. આર. પી. થી શરૂઆત કરીએ. બત્તી-

બંધીની શરૂઆતમાં તેના નિયમોની અચોક્કસતાને લીધે પ્રજાને ઘણું વેઠવું પડયું છે, એમ નિષ્પક્ષપાત તપાસ કરતાં જણાશે. જે કાર્ય એ. આર. પી. વોર્ડન અને તે જગાની પ્રજાના સહકારથી કરવાનું હતું, તે કામ માત્ર પોલીસદળને સોંપવાથી ભારે અવ્યવસ્થા થઇ એમ અમારો નમ્ર મત છે. પોલીસના અધિકારીઓ પણ બત્તીબંધીના નિયમોથી ચોક્કસપણે માહિતગાર ન હતા એમ ઘણા દાખલામાં બન્યું છે. બત્તીબંધીના ભંગમાં તરતજ ફરિયાદો દાખલ કરવામાં આવતી એમ પ્રજાએ અનુભવ્યું છે. આવી ફરિયાદોમાં પ્રજાની બચાવ કરવાની અશક્તિએ પણ મોટો ભાગ ભજવ્યો છે. પાંચ, દસ કે વીસ રૂપીઆ દંડ ભરી છૂટી જવું એવું ઘણાકે માન્યું અને પ્રજાને આવી રીતે હજારો રૂપિયા દંડ તરીકે આપવા પડયા. પ્રજાનો બીલકુલ દોષ ન હતો એમ અમે કહેવા માગતા નથી, પણ એ. આર. પી. વોર્ડનોનો યોગ્ય ઉપયોગ સરકારે કર્યો હોત અને પ્રજાની સાથે સહાનુભૂતિથી કામ લીધું હોત, તો ઉપર વર્ણવેલી પરિસ્થિતિ ઉભી ન થાત એમ જણાય છે. એ. આર. પી. દળમાં પણ આ પરિસ્થિતિના પ્રત્યાઘાતોની અસર થયેલી દેખાય છે. હાલ તુરત બત્તીબંધીના નિયમો કેટલીક જગાએ મોકૂફ રાખવામાં આવ્યા છે, તે કાળે આવી અરસપરસની ગેરસમજૂતી દૂર કરવા સરકાર અને પ્રજાએ પ્રયાસ કરવો જોઇએ એમ લાગે છે. કટોકટીને સમયે આવી ગેરસમજૂતી બન્ને પક્ષને હાનિકારક છે, એ વાત સ્પષ્ટ થવી જોઇએ. હિન્દુકુટુંબના વડાની માફક કેટલીયે વાર સરકારના શુભ હેતુઓ અને શુભ નિષ્ઠા વિકૃત સ્વરૂપ ધારણ કરી પ્રજામાં અવિશ્વાસ, ભય અને શંકાની લાગણીઓ જન્માવે છે, એ વાત સરકારના ધ્યાન ઉપર લાવવી જોઇએ. પોલીસ તો પ્રજાના સેવક છે, રક્ષક છે, શેઠ નથી, ભક્ષક નથી, એવું ભાન જ્યાં સુધી તેમનામાં જાગ્રત ન થાય ત્યાં સુધી તેમની મદદની આશા પ્રજાએ સેવવી અત્યારને તબક્કે વ્યર્થ જણાય છે. આમ છતાં આવું ભાન તેમનામાં જાગ્રત થાય તે માટે દરેક

વ્યક્તિએ પોતાનો પ્રયાસ કરી છૂટવામાંજ લોકશાહીનું ભાવી સુદૃઢ બને છે એમ ઇતિહાસ સાખ પૂરે છે. દરેક દેશની આગળ વધેલી પ્રજાઓએ આવાં મંડાણ કરી પોતાનાં રાજતંત્રોમાં સુધારા કરાવ્યા છે. આ કામ ભલે મંદગતિએ સિદ્ધ થાય પણ તેમાંજ પ્રજાનું ભૂષણ અને ગૌરવ છે. રાજતંત્ર અને પ્રજાના સ્વાર્થ એકજ હોય છે ત્યારે આ કામ ત્વરિત બને છે. આ પ્રશ્નનો સરકારે અને પ્રજાએ મળીને નીવેડો લાવવા જેવો છે. ભવિષ્યનાં હિન્દ ઉપરનાં આક્રમણોમાં બ્રહ્મદેશની માફક પ્રજાની અસહાયતાનો દુરૂપયોગ ન થાય તે તરફ સરકારનું ધ્યાન દોરવામાં આવે છે.

Civic Guards—નાગરિક સંરક્ષકોની હાલત પણ મોટે ભાગે એ. આર. પી. દળ જેવીજ થઈ છે. તેમને કોઇપણ સક્રિય કામ કરી છૂટવાની તક મળી નથી એમ અનુભવે દરેકને સમજાયું છે. ઉપર પોલીસ દળના વર્તન સંબંધી જે કહેવામાં આવ્યું છે તે તેમની આ સંરક્ષકો સાથેની નીતિને પણ લાગુ પડે છે. માત્ર પ્રાથમિક બાલસુલભ કવાયતોથી દળોમાં આત્મવિશ્વાસ પેદા ન કરી શકાય તે હકીકત સર્વને સ્પષ્ટ થવી જોઇએ.

હવે રાત્રે ચોકી કરતાં દળોની હાલત નીહાળીએ. ચાલુ વરસના માર્ચ માસની શરૂઆતમાં આવાં દળો આપણા ઇલાકામાં ઠેરઠેર અસ્તિત્વમાં આવ્યાં. આમપ્રજાના આત્મરક્ષણનો આ પ્રથમ પ્રયાસ હતો. ઘણાં વરસોની શાન્તિ પછી જરૂરીઆત ઉભી થતાં પ્રજાએ આત્મરક્ષણ માટે સફાળું પગલું ભર્યું અને તે કાર્ય માટે દરેક લત્તામાંથી સ્વયંસેવકો ઉભા થયા. લગભગ વરસાદની શરૂઆત સુધી આ દળોએ ઠીક કામ કર્યું પણ પછી તેમાં મંદતા આવી ગઈ. હજુ પણ કેટલાંક ગામડાંમાં આ પ્રવૃત્તિને પોલીસદળનો સાથ જોઇએ તે પ્રમાણમાં જણાતો નથી. આ કામ પોલીસદળની ચોકીની પ્રવૃત્તિનું પૂરક છે, હરીફ નથી, એ વાત પોલીસદળના ધ્યાનમાં કેમ આવી શકતી નથી એ અમોને સમજાતું નથી. આ કામ મુખ્યત્વે પ્રજાની માલ--

મિલકતના રક્ષણ માટે છે; આવી પ્રવૃત્તિઓથી, પ્રજાનો આત્મવિશ્વાસ વધે છે અને કટોકટીને સમયે પ્રજા સરકારનો કાયદો અને વ્યવસ્થા જાળવવાના ભગીરથ પ્રયત્નમાં મદદગાર નીવડી શકે છે. સરકારનો આમપ્રજા તરફ ગમે તેટલો ભારે અવિશ્વાસ હોય તેમ છતાં આવાં દળોને ઉભાં કરી અથવા ઉભાં થવામાં થતી આડખીલીઓ દૂર કરી પ્રજાનો વિશ્વાસ સંપાદન કરવામાંજ સરકારની શોભા છે; પણ સરકાર આપણને સક્રિય મદદ કરે કે ન કરે તો પણ દરેક સ્થળની પ્રજાએ પોતપોતાનાં ગામોમાં સંરક્ષકદળોની યોજના ઘડી આત્મરક્ષણ મજબૂત રીતે કરવાની જરૂર ઉભી થઇ છે, એવો અમારો નમ્ર પણ દૃઢ અભિપ્રાય છે.

ચાલુ સમયમાં જ્યારે હરકોઇ ભોગે નફાખોરીનો સિદ્ધાંત પ્રવર્તતો જણાય છે, તે કાળે આ નફો જોખમમાં ન આવે તે ખાતર પણ કાંઇક વ્યવસ્થા કરવાની જરૂર છે. જ્યારે ખાધાખોરાકીની ચીજોના ભાવોમાં બેહદ વધારો થયો છે, ત્યારે આ બાબત આપણે વિચાર કરતા નહિ થઇએ તો ક્યારે થઇશું ? ગામડાંઓ અને શહેરોમાં સામાન્ય જનતા માટે ભારે મુશ્કેલ પરિસ્થિતિ ઉભી થઇ જાય તેવો વખત આવ્યો છે; અને સાધનહીન વર્ગ સાધનસંપન્ન લોકની માલમિલકત લૂંટવા તત્પર થાય તેમાં નવાઇ નથી. ગામડાં-માંથી છૂટાછવાયા ધાડના સમાચારો વર્તમાનપત્રોમાં આવે છે. અંધાધુંધી ન ફેલાય તે ખાતર આપણને જે કહેવાતી કે ખરી લોક-શાહી સંસ્થાઓ મળી છે તેમણે પ્રજાના સહકાર અને સાથ શોધી કંઇક પ્રયાસ કરી છૂટવામાં તેમની શોભા છે; સરકારી તંત્રનું બેહુદું અનુકરણ કરી આ સંસ્થાઓ અર્ધનિદ્રિત અવસ્થામાં કાલક્ષેપ કરે તો કાંઇ અર્થ સરે નહિ.

૩

# મૂડીવાદ અને આત્મરક્ષણ

આ લેખમાળાના પહેલા મણકામાં આપણે આત્મરક્ષણના અધિકારનું મૂળ તપાસ્યું; બીજામાં નાગરિક સંરક્ષક દળોની આવશ્યકતા વિચારી; પણ સાધારણ વિચાર કરતાંયે સમજાશે કે મૂળભૂત ફેરફાર થાય નહિ ત્યાં સુધી આ ઉપાયો માત્ર થીંગડાંનીજ ગરજ સારે છે. સસ્તે ભાવે અનાજ અને કાપડ પૂરૂં પાડવાની વ્યવસ્થા આવતી આંધીને થોડા કાળ માટે આઘી ઠેલી શકે; સ્વરક્ષણની તાલીમ આપણને અવ્યવસ્થાનો સામનો કરવાની સગવડ કરી આપે, પણ જ્યાં સુધી ગરીબ અને તવંગર વચ્ચે બન્નેના સહકારથી વધારે ન્યાયી સમજૂત ન થાય ત્યાં સુધી આપણે શાન્તિમાં વસી શકીએ એવું આજને અવસરે દેખાતું નથી. આ મણકામાં આ ન્યાયી સમજૂતનો આત્મરક્ષણની દૃષ્ટિએ વિચાર કરવાનું પ્રાપ્ત થયું છે.

મૂડીવાદ માનવજાતિનું ભૂષણ છે અને દૂષણ પણ છે. આપણા બધા ધર્મોએ વિશ્વબંધુત્વનો ભવ્ય આદર્શ રજૂ કર્યો છે પણ તેનું આચારમાં સમર્થન થતું જણાયું નથી. અમે ઘણા ધાર્મિક ગણાતા ગૃહસ્થોને મૂડીવાદનું ભારે સમર્થન કરતા જોયા છે. અમે એમ તો સમજીએ છીએ કે હમેશાં વિચાર અને આચાર વચ્ચે ભારે અંતર રહે છે. વિચાર અને આચારના ઘોડા સાથોસાથ દોડતા જાણ્યા નથી. વિચાર આગળ ને આગળ નવો પથ ખુલ્લો કરે છે, પણ આચાર પાછળ પડી જાય છે અને બન્ને વચ્ચે ભારે સંઘર્ષણ જન્મે છે.

આ પરિસ્થિતિમાં દરેક સ્થિતિચુસ્ત વ્યક્તિ, સમાજ કે રાજ્ય-

વ્યવસ્થા વિચારની પ્રગતિ રૂંધવા ભગીરથ પ્રયાસો કરે છે. નાનાં નાનાં વર્તુલો કરી માનવશક્તિને વેડફી નાંખવાની તરકીબો આપણે સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થાઓમાં જોઇએ છીએ. આમાંથી છૂટવા મથતી વ્યકિત અળખામણી બને છે અને વૈયક્તિક, સામાજિક કે રાજકીય સંઘર્ષણ જન્મ પામે છે. આ સંઘર્ષણ માનવજાતિની પ્રગતિને માટે અતિ આવશ્યક છે એમ નવી સમાજવ્યવસ્થાના જાણકારો કહે છે; અને આ વિષયના અભ્યાસીઓ તે વિચારને ગૃહીત તરીકે સ્વીકારે છે. અમે તે વાત સ્વીકારતા નથી. સંઘર્ષણમાંથી પ્રાગતિક બળ નથીજ જન્મતું એમ સિદ્ધ કરવાનો અમારો ઇરાદો નથી. આવાં સંઘર્ષણોમાંથી ભૂતકાળમાં આપણે કેટલીક પ્રગતિ કરેલી છે; પણ માનવ સ્વભાવ સાથે આ વસ્તુ જડાયલી છે એ વિચાર અમને માન્ય નથી. માનવજાતિ એના બાલ્યકાળથીજ નવી નવી વસ્તુઓ શોધતી આગળ વધવા પ્રયાસ કરી રહી છે. એના વિચારના વેગ કદી રોકાયા નથી. આમ છતાં જેમનાં જીવનમાં વળતાં પાણી થયાં છે અથવા તો જે વ્યવસ્થા સ્થિતિચુસ્ત બનેલી હોય છે તે હંમેશાં અંતરાયો ઉભા કરે છે. આમ કેમ બનતું હશે તે તપાસીએ. આ વૃત્તિના મૂળમાં ઉતરવાની જરૂર ઉભી થાય છે. આ વૃત્તિને સંરક્ષક વસ્તુ તરીકે ઓળખાવવામાં આવી છે અને ક્રાન્તિ કે ફેરફાર માટે ઉત્સુક લોકોને બળવાખોર તરીકે પીછાનવામાં આવ્યા છે. આમ સ્થિતિચુસ્ત અને બળવાખોર માનસની ખેંચતાણમાં પ્રગતિનું તત્ત્વ રહ્યું છે એમ માનવામાં આવે છે. બળવાખોર માનસ સ્થિતિચુસ્તતામાં પલટો મારે છે તેટલી ઝડપથી સ્થિતિચુસ્ત માનસ બળવાખોર માનસમાં પલટાતું નથી એવો સાધારણ અનુભવ છે. આ બન્ને પ્રકારનાં માનસ માનવ પ્રગતિ અને સંરક્ષણ માટે જરૂરી હશે પણ બન્ને વચ્ચેનું સંઘર્ષણજ પ્રગતિનું પ્રેરક છે એમ કેમ મનાય? જો તેમ હોય તો મનુષ્યની બુદ્ધિ અને વિચારશક્તિમાં વિશ્વાસ રાખી આગળ વધવાના પ્રયાસને પણ વખોડવો પડે. માનવબુદ્ધિને મનુષ્યનું

પરમ વ્યાવહારિક સાધન માનીએ તો પછી આ સંઘર્ષને પરસ્પરના સહકારથી ઓછો કરી નાખૂદ કેમ ન કરી શકાય ?

ઉપરની વિચારસરણીની દૃષ્ટિએ મૂડીવાદી અને શ્રમજીવી વચ્ચેના સંઘર્ષણને વિચારીએ. મૂડીવાદી પોતાના હક્કોનું પ્રતિપાદન કરે છે અને તે જાળવી રાખવા અનેક યત્નો અને ઉપાયો આદરે છે. એક તરફથી કાંઇ છૂટછાટ આપવી પડે છે તો બીજી તરફથી બ્રીટીશ-રાજતંત્રની જેમ એ છૂટછાટના ક્રમને ઢીલો પાડવા અનેક યુક્તિ-પ્રયુક્તિઓ યોજાય છે. શ્રમજીવી તરફથી પણ તેમના હક્કનો જોરશોરથી પ્રચાર થાય છે; આમ બન્ને પક્ષો વચ્ચે હક્કની અથડામણમાંથી સંઘર્ષણ જન્મે છે. માગ્યા વિના મા પણ પીરસતી નથી એ ન્યાયે શ્રમજીવીઓ તરફથી ભારે હિલચાલો અને આંદોલનો ઉભાં થયાં છે. આ બન્ને વર્ગો પરસ્પરાવલંબી હોવા છતાં આવી અથડામણો ઓછી કરવા બાબત મનપૂર્વક પ્રયાસ કેમ થતો નથી ? આ અને બીજા આને અંગેના પ્રશ્નોનો વિચાર આ લેખમાળામાં આગળ ઉપર કરીશું.

આજને અવસરે મૂડીવાદ અને મૂડીવાદનું વર્તન આત્મરક્ષણને સહાયક છે કે બાધક તેટલુંજ વિચારી આ લેખ પૂરો કરીએ. અત્યારે આપણી આજુબાજુ શું ચાલી રહ્યું છે તેનું ઉપલક નિરીક્ષણ કરતાં પણ જણાશે કે પ્રજાનો મોટો ભાગ કાંઈ ને કાંઇ નફો કરી લેવાની મહાપ્રવૃત્તિમાં પડ્યો છે. કોઇ કાપડ સંઘરે છે, તો કોઈ અનાજના કોઠારો ભરે છે; કોઈ ચાહ સંઘરે છે, તો કોઈ હજામતની બ્લેડ સંઘરી રાખે છે; કોઈ ઘઉંમાં સટ્ટો ખેલે છે, તો કોઈ લોખંડ કે કંતાન ભરી રાખે છે; કોઈ શેરબજારની ઉથલપાથલનો લાભ લેવા ઉત્સુક છે, તો કોઈ પોતાના દીકરાઓના વિવાહ સમયે ભારે વાંકડો ઉપજાવી લેવાની તરકીબો કરે છે. આપણા ગરીબ દેશમાં ૧૯૧૪–૧૮ ના પ્રથમ મહાવિગ્રહમાં કેટલાક તવંગર બની ગયા તે અનુસાર આ વિષમ કાળમાં પણ ઘણાનું ધ્યાન નફાખોરી તરફ વળ્યું છે. પ્રજાને સંગ્રહ કરવાનો ઉન્માદ લાગુ પડ્યો છે. આમાંનો કેટલોક સંગ્રહ

સામાન્ય આવશ્યકતાઓ માટે જરૂરી હશે તેની ના નથી, પણ જેની પાસે રોકવાની મૂડી છે તે અચૂક આવા સંગ્રહમાંથી ભારે નફો કરી લેવાની સ્વપ્નસૃષ્ટિમાં રાચે છે. થોડા મૂડીધારીની આ પદ્ધતિમાંથી વેઠવું કોને પડે છે? મધ્યમવર્ગના નોકરિયાટો અને મજૂરોને ભારે તંગીમાં જીવન વીતાવવું પડે છે. તવંગર વર્ગ મોંઘવારીભથ્થું કે બોનસ આપે તેટલાથી તંગી ઓછી થતી નથી; તંગીની તીવ્રતા કાંઈક ઘટે છે, પણ તેટલાથી તે લોકનો દહાડો વળતો નથી. ચીજ-ભાવ સોંઘાં હોય ત્યારે સંગ્રહ કરી, તેમની અછત વખતે મોંઘવારી હોય ત્યારે વેચવાં એ અર્થશાસ્ત્રના મહાન સિદ્ધાંતનો ભારે સદુપયોગ(?) થઈ રહ્યો છે. અમને તો આ સિદ્ધાંત માનવપ્રગતિનો શત્રુ જણાય છે. આ સિદ્ધાંતના મૂળમાં શું છે તે તો ધીરજથી તપાસો. એમ ધારીએ કે શહેરો ઉપર બોમ્બ વરસાવવામાં આવે ત્યારે ઘણાં મકાનો પડી જાય અને અર્થશાસ્ત્રનો વ્યવહારૂ નિષ્ણાત પડી ગયેલાં મકાનોની ઈંટો મામૂલી કિંમતે ખરીદ કરી પછી શાન્તિના કાળમાં ભારે નફો કરી વેચે, તે પ્રવૃત્તિ કયી રીતે ન્યાયી છે એ અમે સમજી શકતા નથી. કયો નફો ન્યાયી છે એ ઠરાવવાનું નફો કરનાર વ્યક્તિ ઉપરજ રાખવામાં આવે તે તો યોગ્ય જણાતું નથી. પણ એ વ્યક્તિ તો Supply અને Demand ના માલ અને માગના અર્થશાસ્ત્રના ભારે નિયમનું અવલંબન કરી સંતોષ માને છે કે એની પ્રવૃત્તિમાં કાંઇ અજુગતું નથી. અર્થશાસ્ત્રનો આ બીજો સિદ્ધાંત પણ ભારે તૂત લાગે છે. આપણને આપણી સ્વાર્થી દૃષ્ટિથી ભલે આ પરિસ્થિતિ ઠીક લાગે, પણ એની પાછળ નગ્ન સત્ય શું છે તે અત્યારના કટોકટીના કાળમાં આપણે વિચાર્યા સિવાય ચાલવાનું નથી. ચાલુ લડાઈ બે વરસ પહેલાં પૂરી થાય એવાં કોઈ લક્ષણ હાલ જણાતાં નથી; અને ચાલુ વરસની શરૂઆતથીજ સંગ્રહ કરવાનો જે ઉન્માદ પ્રજાને લાગ્યો છે એ કયા ધ્યેય તરફ દોરી જશે તે અત્યારે કલ્પી શકાતું નથી. તવંગરને ઘેર બધી ચીજોનો સંગ્રહ અને નફાખોરીનો વેપાર; જ્યારે મધ્યમ વર્ગ અને શ્રમજીવીને દરેક આવશ્યક ચીજોનો પણ તોટો અને નોકરી ધંધામાં પણ ઓછી બરકત; એવી વસ્તુસ્થિતિ

કેટલો વખત ટકી શકે તે વિચારવાનું કામ પોતાના સ્વાર્થની દૃષ્ટિએ પણ દરેક મૂડીધારી કે મૂડીવાદીનું છે. કાર્ય અને પ્રતિકાર્યના (action & reaction ના) ઝુલા ઉપર ઝુલવામાં જેને આનંદ આવતો હોય તે ભલે આ પ્રશ્નને અવગણે; પણ પ્રતિકાર્યનો જેને જરાપણ ખ્યાલ હશે તે આ પ્રશ્નને ઉવેખી શકશે નહિ. ફ્રાન્સ અને રશિયામાં ક્રાન્તિકાળે શું શું થયું હતું તે તો તપાસો. હિન્દુ ધર્મ-શાસ્ત્રોમાં નરકયાતનાનાં ભારે વર્ણનો કરવામાં આવ્યાં છે તે એમ સમજીને કે મનુષ્ય તેનું જીવન આ જાતની બીકથી ન્યાયને રસ્તે વીતાવે; પણ નરક તો કોઇએ જોયું નથી, એની યાતનાઓના અનુ-ભવની કાંઇપણ પ્રાયોગિક ઝાંખી પણ હોતી નથી એટલે મનુષ્ય નિર્ભય બને છે. અમે આ નરકયાતનાની વાત કરતા નથી. અમે તો મનુષ્યની કલમે લખાયેલ ઇતિહાસની સાખ પૂરીએ છીએ. ફ્રાન્સ અને રશિયામાં ક્રાન્તિકાળે જે બન્યું છે તે વિચારી મૂડીધારીઓએ તત્કાળ વિચાર કરતા થઇ જવાની જરૂર ઉભી થઇ છે. પણ આ બાબતમાં આપણે ફ્રાન્સ કે રશિયા જેટલા દૂર જવાની જરૂર નથી. સામાન્ય બુદ્ધિના માણસને પણ અત્યારની વસ્તુસ્થિતિ દીવા જેવી સ્પષ્ટ દેખાવી જોઇએ. ચાલુ વરસની શરૂઆતમાં જ મદ્રાસ ઇલાકામાં બેઝવાડામાં દાણાની વખારો પ્રજાએ લૂંટી લીધી હતી તે કોણ ભૂલી ગયું છે? આ વિષયમાં લાંબી દલીલની જરૂર ક્યાં છે? આત્મ-રક્ષણના બીજા ઉપાયો સાથે પોતાની સ્વાર્થદૃષ્ટિની ગાંઠ જરા ઢીલી કરવામાં મૂડીધારીઓ બીજાના ઉપર ઉપકાર કરતા નથી, એ સત્ય તેઓ ક્યારે સમજશે?

આજનો મૂડીધારી જ્વાલામુખીના શિખર ઉપર બેઠો છે. એ જ્વાલામુખી મૂડીવાદને ભરખી જશે કે મૂડીવાદી આ જ્વાલામુખીને શાન્ત પાડી પોતાનું વર્તન સુધારશે, તેના ઉપરજ આખી દુનિયાની શાન્તિનો આધાર છે. મૂડીધારીઓને અંતમાં અમે એટલુંજ કહીએ છીએ કે, જીવનમાં પોતાના અંગત સ્વાર્થ સિવાય કોઇપણ આદર્શ એમની પાસે હોય તો તેનો આશરો લઇ વિશ્વશાન્તિમાં તેમનો ફાળો આપે.

## ૪

# મૂડીવાદ અને ધર્મ–નીતિ

મૂડીવાદી અને મૂડીધારી તથા શ્રમજીવીઓ અરસપરસ કેવી રીતે વર્તે છે તેનો કિંચિત્ ઉલ્લેખ અમે આ લેખમાળાના ગયા મણકામાં કર્યો છે; અને અરસપરસની અથડામણો ઓછી કરવા મનપૂર્વક કેમ પ્રયાસ થતો નથી એવો પ્રશ્ન પૂછ્યો છે. આ લેખથી તે પ્રશ્નનો જવાબ આપવા અમે પ્રયાસ કરીશું. મોટેભાગે બધા ધર્મોએ વિશ્વબંધુત્વનો ભવ્ય આદર્શ રજૂ કર્યો હોવા છતાં મનુષ્યસ્વભાવની આડાઈએ અંતરાયો ઉભા કર્યા છે; બંને પક્ષે પોતપોતાના હક્કોનું ભારે સમર્થન થઈ રહ્યું છે. પોતાની બાજુથી હક્કની રજૂઆત અને સામી બાજુના વર્ગની ફરજો ઉપર ભાર મૂકવામાં આવે છે. વર્ગવિગ્રહની આ પ્રકારની રજૂઆત વાજબી લાગે છે ? સામાન્ય રીતે દરેક ધર્મ વ્યકિતની ફરજ ઉપર વિશેષ ભાર મૂકે છે, જ્યારે સમાજવ્યવસ્થા કે રાજ્યવ્યવસ્થા અમુક વર્ગના કે વિશિષ્ટ સંસ્થાઓના હક્કો જાળવવા તરફ વધારે ધ્યાન આપે છે. આથી ધર્મોએ બોધેલો સામાન્ય નીતિધર્મ અને વ્યવહાર વચ્ચે સંઘર્ષ ઉભો થાય છે. આવે પ્રસંગે વિચારશીલ વ્યકિત, સમાજ કે રાજ્યવ્યવસ્થાએ કેમ વર્તવું એ પ્રશ્ન ઉભો થાય છે.

હિન્દુધર્મે સાર રૂપે કહ્યું છે: **आत्मनः प्रतिकूलानि न परेषां समाचरेत्** । પોતાને જે પ્રતિકૂલ હોય તેવું વર્તન બીજા તરફ ન રાખો, એટલે કે બીજાનું જે વર્તન તમને ન ગમતું હોય તેવું વર્તન તમે બીજા તરફ ન કરો. ઘણી સાદી રીતે આ પ્રાથમિક નિયમનું ભાન દરેક વ્યકિતને આપોઆપ થઈ જાય તેવી રીતે કરવામાં

આવ્યું છે. માણસે રચેલા કાયદામાં આ જ વાત જુદી રીતે કહી છે. કાયદો કહે છે કે તમે તમારા હક્કોનો ઉપભોગ કરવા કુલમુખત્યાર છો પણ બીજા હક્કનું ખંડન થાય અથવા તેને હાનિ થાય તેવી રીતે તમે તમારા હક્કો ભોગવી શકો નહિ. આમ જુદી રીતે પણ એકજ વાત કાયદો કહી રહ્યો છે. ધર્મની અને કાયદાની આટલી એકવાકયતા હોવા છતાં, સાદી અને સ્પષ્ટ ભાષામાં હકીકત દર્શાવ્યા છતાં, વ્યવહારમાં કેટલા બધા ઝઘડા, કેટલી બધી વિટંબણાઓ, કેટલા મતભેદો અને વિખવાદો જન્મે છે ?

ઈસ્લામ પણ એકજ નિયમનું ભાન સર્વવ્યાપી કરવા મથી રહ્યો છે. અમીર અને ફકીરની વચ્ચે કાંઇ ભેદ નથી એમ ઈસ્લામ પોકારીને કહે છે. ખુદાની સમક્ષ તવંગર અને ગરીબના ભેદ નથી. જેમ સમજુ પિતાને તેનાં સર્વે બાળકો તરફ એક સરખો પ્યાર છે, તેવુંજ ખુદાને વિષે છે એમ તે કહે છે. ઈસ્લામનો અર્થજ શાન્તિ એવો થાય છે. દરેક ધર્મની માફક ઇસ્લામ પણ તેના ભીતરમાં રહેલી માનવતા જાગ્રત કરવા મનુષ્યને ઉદ્દબોધી રહ્યો છે.

ઈસુખ્રિસ્તે પ્રબોધેલું ગિરિપ્રવચન (Sermon on the mount) આ જ વિચારની મીમાંસા કરે છે. બીજાનાં દૂષણો જોતા અગાઉ પોતાનીજ ખોડ તપાસો; બીજાનો ન્યાય ચૂકવતાં તમે તમારો ન્યાય ચૂકવાવાની પરિસ્થિતિમાં ન આવો; બીજાની વસ્તુની આશા કે ઇચ્છા ન સેવો. ટૉલ્સ્ટૉયે "એકજ ઉપાય" નામના નિબંધમાં ઉપર વર્ણવેલા હિન્દુ–ઈસ્લામ–ખ્રિસ્તી નિયમનું સમર્થન કર્યું છે અને મનુષ્યજાતિને ઉગરી જવાનો તેજ ઉપાય છે એમ દર્શાવ્યું છે. અત્યારે સમાજવાદી કે સામ્યવાદી કહે છે તેના કરતાં અનેક ઘણા ચાબખા ઇસુખ્રિસ્તે મૂડીધારીઓને માર્યા છે. આમ છતાં ઈસુખ્રિસ્તને થઇ ગયે બે હજાર વર્ષ થવા આવશે ત્યાં સુધી મૂડીધારીઓની સાન ઠેકાણે આવી નથી. મૂડીધારીનું વર્તન અનેક ધર્મોના સતત પ્રહારો છતાં એકધારૂં ચાલ્યાજ કર્યું છે. એનું ધ્યાન મૂડી કેમ

વધારવી તે તરફજ હમેશાં રહ્યું છે અને મૂડીધારી અને શ્રમજીવી વચ્ચેનો વર્ગવિગ્રહ ભયંકર સ્વરૂપ લઇ રહ્યો છે. ઇસુખ્રિસ્તને નામે અમેરિકાનિવાસીઓએ ગુલામીના વેપારને પોતાના ભીતરમાં પોષ્યો હતો; અને સતત આંતરવિગ્રહ પછીજ એ વેપારને નાબૂદ કરી શકયા હતા. ખ્રિસ્તી પાદરીઓ પણ એ ગુલામીના વેપારનું સમર્થન કરતા હતા. હિન્દુ ધર્મના કટ્ટર ભકતો જેમ અસ્પૃશ્યતાનું સમર્થન કરી રહ્યા છે તેવીજ રીતે દરેક ધર્મોમાં એવો એક સ્થિતિચુસ્ત, ટૂંકી દૃષ્ટિવાળો વર્ગ ઉભો થાય છે અને ધર્મના મુખ્ય હેતુઓને, વિપરીત અર્થો કરી, દગો દેવામાં સહાયભૂત થાય છે. ધર્મનું રહસ્ય શું, તેનાં આવશ્યક અંગો કયાં, તે વિષે વિચાર ન કરતાં તેનાં બાહ્યાંગોની ચર્ચામાં મિથ્યા કાલક્ષેપ થાય છે, એ હવે તો સામાન્ય અનુભવની હકીકત બની ગઇ છે. હિન્દના સાધુસન્તોએ આ રહસ્યો ઉકેલવા ભગીરથ પ્રયાસ કર્યો અને સામાન્ય નિરક્ષર મનુષ્ય પણ સમજી શકે તેવી ભાષામાં ભારે સિદ્ધાંતોને તારવ્યા. આ સન્તો વિષે વિચારતાં તરતજ તુલસીદાસ, કબીર, નરસિંહમહેતો ઇત્યાદિ નામો તરી આવે છે; પણ આ લોકના ઉપદેશોમાંથી પણ પોતાને ફાવતી વાતજ ગ્રહણ કરવામાં મનુષ્યસ્વભાવ કુશળ છે. તુલસીદાસનો ગરીબની હાય વિષેનો અભિપ્રાય ભૂલી જવાય, પણ 'ઢોર, ગમાર અરૂ ઓ નારી, એ સબ તાડનકે અધિકારી' એ લીટી મનુષ્ય ભૂલતો નથી. નરસિંહ મહેતાનાં શૃંગારરસપ્રચૂર પદો યાદ રહે પણ તેના અનાસકિત વિષેના અભિપ્રાયો કોણ યાદ રાખે? કબીરનાં પદો ખૂબ હૃદયંગમ હોવા છતાં એક સત્પુરૂષ એમ કહી ગયા છે કે કબીરનાં પદો ન વાંચો કારણ કે એ સાકાર ઇશ્વરમાં માનતા ન હતા. આમ દરેક જણ ધર્મોની એકવાકયતા ઉપર ચિત્તને એકાગ્ર ન કરતાં તેનાં બાહ્યાંગોના વિવરણમાં પડે છે. દરેક સત્તાધારી સંસ્થાઓ અને બળો આવા વિપરીત અર્થો પ્રજાના માનસમાં ઠસાવી ભારે ભ્રમ પેદા કરે છે.

અત્યારનો મહાવિગ્રહ માત્ર અમુક દેશોના દુરાગ્રહથી છે એમ માનવાની ભૂલ ન કરતા. દરેક મનુષ્ય, રાજ્ય કે ધર્મ જેણે ભીતરમ મહાન અન્યાયો અને અસમાનતાઓ પોષી છે, તેની આકરી સજા તરીકે આ દાવાનળ સળગ્યો છે. એ દાવાનળ સર્વભક્ષી છે અને સર્વવ્યાપી તો બનીજ ગયો છે. આવા કઠણ કામમાં પણ મૂડીધારીનું માનસ ઝટ પલટો ખાઇ શકતું નથી એ નવાઈની વાત છે. હિન્દને વારસો ધાર્મિક હોવાની વાતો વેળા અને કવેળાએ વારંવાર કહેવામ આવી છે, પણ તેનો કોઇ સબળ પુરાવો દષ્ટિગોચર થતો નથી. આ વિષમકાળમાં જ્યારે મૂડીની સ્થિરતા એ સંદેહનો વિષય થઇ પડી છે ત્યારે પણ તેનો મોહ, તેની પ્રત્યેનો રાગ ઓછો થતો નથી. અમે કબૂલ કરીએ છીએ કે આ પ્રશ્ન દેખાય છે એટલો સહેલ નથી. અમારી પાસે તેનું કોઇ સરળ નિરાકરણ નથી. અમે તો ધર્મો શું સત્ય સમજાવે છે તે દર્શાવવા યત્ન કરીએ છીએ. આ ધર્મોન પ્રાથમિક નિયમો વ્યવહારમાં ઉતારવા માટે નથી તો શા માટે છે એ પ્રશ્ન અમે પૂછીએ છીએ. આ નિયમોનું પાલન મૂડીધારીઓએ પરલોકમાં કરવાનો વિચાર રાખ્યો છે? અમે તેઓને માત્ર વિચાર કરતા થવા પ્રેરીએ છીએ. પ્રજાદ્રોહ ઉપર રચાયલાં સામ્રાજ્યો જ્યાં ભરખાઈ જવાની અણી ઉપર છે, ત્યારે પ્રજાદ્રોહ કરી મેળવેલ સમૃદ્ધિ કેટલી ટકી શકવાની છે એ સાદી વાત મૂડીધારીઓ કેમ સમજી શકતા નથી એ જોઇ અમને ભારે આશ્ચર્ય થાય છે. સમયસરની ચેતવણીથી જે લોક ચેતતા નથી તેમને માટેજ કુદરતે મહાવિગ્રહ અને વર્ગવિગ્રહ જેવા જ્વાલામુખીની વ્યવસ્થા કરી છે. એ જ્વાલામુખી અનેકસ્વરૂપી છે. એ કોઇવાર સમાજવાદના સ્વાંગમાં દેખા દે છે; કોઇવાર સામ્યવાદના સ્વરૂપમાં ઝબકે છે; કોઈવાર નાઝીવાદ રૂપે ભયાનક ઉત્પાત જન્માવે છે તો કોઇવાર મદોન્મત્ત સામ્રાજ્યવાદના સ્વરૂપમાં દેખા દઇ પોતાનેજ ભરખી જાય છે. કુદરતનો ક્રમ અવિશ્રાન્ત અને સતત ચાલ્યા કરે છે. આ ક્રમમાં જે બુદ્ધિપૂર્વકનો સહકાર આપે છે તેને જ ઉગરવાની કાંઈક વકી રહે છે

કાકા ટૉમની ઝુંપડી ( Uncle Tom's Cabin ) નામના પુસ્તકના ઉપસંહારમાંથી નીચેનું ભવિષ્યવાણીસમ વાક્ય વિચારવા અમે સર્વેને વિનવીએ છીએ. આ રહ્યું એ વાક્ય :

" આ કાળ એવો છે કે જ્યારે દુનિયાની પ્રજાઓમાં થથરાટ અને કંપ દૃષ્ટિગોચર થાય છે. જ્વાલામુખીની માફક એક પ્રચંડબળ દુનિયાને હચમચાવી રહ્યું છે. આથી અમેરિકા સુરક્ષિત છે ? દરેક પ્રજા કે જે પોતાના ભીતરમાં મોટા અન્યાયોને પોષી રહી છે, તે દરેક પ્રજાનાં અંતિમ મહાપ્રલયનાં બીજ મોજૂદ છે."

## ૫

# મૂડીવાદ અને વ્યવહાર

આ લેખમાળા " આત્મરક્ષણનો અધિકાર " એ લેખથી શરૂ થઈ અને તેને અંગે આપણે મૂડીવાદીના વર્તનની કાંઇક સમીક્ષા જરૂર પૂરતી કરી.

પણ કોઇ પ્રશ્ન કરશે કે મૂડીવાદને આત્મરક્ષણ સાથે શું સંબંધ છે ? વાસ્તવિક રીતે આ લેખમાળાના પ્રથમના લેખો વાંચ્યા બાદ આ પ્રશ્ન સંભવતો નથી. આમ છતાં એ પ્રશ્નનો ઉત્તર આપવા કંઇક પ્રયાસ આરંભમાંજ કરી લઇએ. ગયા વરસની શરૂઆતમાં જ્યારે જાપાની આક્રમણની બીક ઉભી થઇ તે વખતે સમાજમાં અવ્યવસ્થા ન ફેલાય તે ખાતર જુદી જુદી જગાએ ચોકિયાતદળોની વ્યવસ્થા ઉભી થઇ; અને આ દળોનો ઉદ્દેશ મોટે ભાગે માલ-મિલકતનું સંરક્ષણ કરવાનો હતો. સરકારે પણ (Civic Guards) નાગરિક સંરક્ષકોનું દળ ઉભું કર્યું. આ લેખમાળાના બીજાજ લેખમાં

આ દળો વિષે પ્રસંગોચિત ચર્ચા અને ટીકા કરવામાં આવી છે; પણ આ તો આત્મરક્ષણનાં બાહ્યાંગોની ચર્ચા થઇ, તેથીજ ત્રીજા લેખમાં આપણે મૂડીવાદીના વર્તન વિષે કાંઇક વિચાર કર્યો અને મૂડીવાદીનું વર્તન આત્મરક્ષણને બાધક છે એમ વિચાર્યું. ત્યાર પછીના લેખમાં ધર્મ-નીતિ શું શીખવે છે તે વિચારી, મનુષ્યકૃત કાયદાનું હાર્દ પણ શું છે તે તપાસ્યું; પણ આ બધા માર્ગોમાંથી કયે માર્ગે જઇએ તો સરળતાથી પ્રગતિ સાધી શકાય તે વિચારવાનો આ લેખનો હેતુ છે.

ચાલુ સમયનીજ વાત કરીએ તો પ્રજાના મોટા ભાગને અનાજ અને કાપડની તંગી ઉભી થઇ છે. આ અંગે પ્રયાસો ચાલુ છે અને પ્રજાની માગને પહોંચી વળવા માટે યોજનાઓ ઘડાઇ રહી છે. વિશુદ્ધ અથવા શાણા સ્વાર્થની દૃષ્ટિએ (Enlightened Self interest) આ પગલું યોગ્ય દિશામાં છે એટલું કહી શકાય. સામાન્ય રીતે મનુષ્યને, ભારે ધાર્મિક હોય છે છતાં, નરી સ્વાર્થદૃષ્ટિથી વર્તન કરતો જોઇએ છીએ; અને આવી સ્વાર્થવૃત્તિથી પ્રેરાયલા મનુષ્યને વધારે સારો બનાવવો હોય તો તેના વિશુદ્ધ સ્વાર્થને ઉત્તેજન આપવું જોઇએ એવો કેટલાક વિચારકોનો દૃઢ અભિપ્રાય છે. જે મૂળ લાગણી છે તેનો સદ્ઉપયોગ કરવાની આ વિચારકોની ઉમેદ છે. આ વાદનું સમર્થન કરનારા ઘણા પુરુષોએ નીતિમાન અને ઉપયોગી જીવન ગાળ્યાં છે અને જનતા માટે ઉત્તમ આદર્શ મૂકી ગયા છે. પરંતુ આ આદર્શનું પણ બહોળા ક્ષેત્રમાં પાલન થતું આપણે જોયું નથી. આથીજ જુદા જુદા પ્રકારના કાયદાઓથી નરી સ્વાર્થવૃત્તિને અંકુશમાં રાખવા પ્રયાસો કરવા પડ્યા છે. આવા પ્રયાસોમાંથી છટકી જવાની બારીઓ પણ મૂડીવાદી માનસ હમેશાં ખોળતું આવ્યું છે અને સર્વ કાયદાના મૂળમાં રહેલા ધાર્મિક સિદ્ધાંતની ભારે અવગણના કરતાં મનુષ્ય પાછો પડ્યો નથી. એ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. આવી પરિસ્થિતિમાં જુદા જુદા ઉપાયોનો પ્રચાર થઇ રહ્યો છે. કોઇ સામ્યવાદનો પ્રચાર કરે છે તો કોઇ સમાજવાદનો ઉપદેશ કરે છે:

કોઇ સંહતિવાદ ( Fascism ) ઠીક છે એમ કહે છે, તો કોઇ માત્ર સત્તાવાદથી ધારેલી મુરાદ પાર પાડવા યત્ન કરે છે. પશ્ચિમની પ્રજાઓમાં, ખાસ કરીને રશિયામાં, સામ્યવાદના આશરા નીચે ભારે પ્રગતિ સધાઇ છે એમ ત્યાંના જાણકારો કહે છે. બીજા સામ્રાજ્યવાદી અને નર્યા સત્તાવાદી દેશોમાં પણ સામ્યવાદી અને સમાજવાદી મંડળો થોડા કે વધારે પ્રમાણમાં પોતાના વિચારોનો પ્રચાર કર્યા કરે છે. ઇટાલીમાં સંહતિવાદથી ભારે પ્રગતિ પ્રાપ્ત થઇ છે એમ કેટલાક અભ્યાસીઓનો અભિપ્રાય છે. આપણો આ લેખમાં એ જુદા જુદા વાદોની સમીક્ષા કરવાનો ઉદ્દેશ નથી. માત્ર એટલુંજ વિચારીએ કે મૂળમાં કાંઇક બિગાડ હોવાથી આવા વાદો હયાતીમાં આવ્યા છે. આ બધા વાદો પાછળ સમાજહિત સાધવાનો ઉદ્દેશ છે એમ તે તે વાદોના પ્રચારકો કહે છે. આ વાદોને આચારમાં મૂકવાની વેળા આવે છે ત્યારેજ મતભેદ ઉભો થાય છે અને સમાજનું હિત મનુષ્યના ભીતરમાં રહેલી સહકારી અને સામાજિક ભાવનાથી સાધવું કે નિયામક બળથી સાધવું તે વિષે ઘર્ષણ ઉભું થાય છે. આ પ્રકારના આચારભેદે દરેક વાદમાં વિરૂદ્ધ વિચારનાં આંતરિક મંડળો નીપજાવ્યાં છે; પણ આપણે આ વાદોની ઝીણવટમાં ઉતરવાની અત્યારે જરૂર નથી. અત્યારે તો આ લેખમાળામાં માત્ર અંગુલિનિર્દેશ કરેલા માર્ગોમાં પણ કયું તત્ત્વ સળંગ–મણકામાં દોરાની માફક વર્તી જાય છે તે વિચારીએ.

સાધારણ વિચાર કરતાં પણ નર્યા સ્વાર્થી મનુષ્યને પણ, મને કમને એવા નિર્ણય ઉપર આવવું પડશે કે સ્વાર્થવૃત્તિ તો ઇષ્ટ નથીજ. આવો અભિપ્રાય ધરાવવામાં (વર્તનમાં નહિ) સર્વ એકમત છે, એમ માની આગળ વધીએ. બીજી દૃષ્ટિ વિશુદ્ધ સ્વાર્થવૃત્તિની છે. મનુષ્યકૃત કાયદાએ મનુષ્યની ધર્મવૃત્તિ અને વિશુદ્ધ સ્વાર્થવૃત્તિ વચ્ચે સુમેળ સાધવા તેના ઉત્કૃષ્ટ દાખલાઓમાં પ્રયાસ કર્યો છે. બીજા શબ્દોમાં કહીએ તો વધારે માણસોનું વધારે હિત કેમ સધાય તે

માટે ધાર્મિકવૃત્તિને અવિરોધી એવા પ્રયાસો કાયદાકારોએ કર્યા છે. આમ કોઇપણ જનતાના સુખનો આદર્શ તેમણે શોધ્યો છે. નરી સ્વાર્થવૃત્તિમાં તેવો આદર્શ મુદ્દલે નથી તે વાત ઠસાવવાની આ પરિસ્થિતિમાં જરૂર રહેતી નથી. બીજાના હક્કનું ખંડન ન થાય તેવી રીતે વ્યક્તિ પોતાના હક્કોનો ઉપભોગ કરી શકે છે, આ ધાર્મિક સિદ્ધાંત કાયદાકારોએ ઓળખ્યો છે. આવી ઉત્કૃષ્ટ ભાવનાથી કાયદાનાં જુદાં જુદાં ઉપાંગો યોજાયાં છે. મનુષ્યના ભીતરમાં રહેલી આંતરિક સહકારી અને સામાજિક તત્ત્વની ભાવના ઉદ્બોધવી અને તે પ્રમાણે મનુષ્ય વર્તન કરે તે માટે નિયામક યોજના ઘડવી તે કાયદાનું મૂળ કાર્ય છે. જ્યાં પ્રજાનો મોટો ભાગ કાયદાના ઘડતરમાં સક્રિય ભાગ લઇ શકે છે ત્યાં તેના નિયામક તત્ત્વની કટુતા પ્રજાના ઉત્સાહમાં પલટાઇ જાય છે. અને જ્યાં કાયદાના ઘડતરમાં પ્રજાનો સાથ શોધાતો નથી ત્યાં પ્રજા નિરુત્સાહ, શિથિલ પણ બળવાખોર બને છે.

આમ વ્યવહારમાં વિરૂદ્ધ ભાસતાં દ્વન્દ્વોમાં પરસ્પરને હિતાવહ એવો માર્ગ શોધવાનું પ્રાપ્ત થાય છે. જે વૃત્તિઓ મનુષ્યને મળેલી છે તે વૃત્તિઓનો સમૂળો નાશ શકય નથી પણ તે વૃત્તિઓને સન્માર્ગે વાળી શકાય છે, અને તે પ્રયાસમાં મનુષ્યની બીજી ઘણી શક્તિઓ વિકાસ પામે છે એ અભિપ્રાય અત્યારે સર્વમાન્ય છે. મનુસ્મૃતિમાં* પણ મૌલિક વૃત્તિઓની પ્રવૃત્તિને કબૂલ રાખી તેમને નિયમનમાં લાવી સન્માર્ગે વાળવા માટે ભારે વિચાર કરવામાં આવ્યો છે અને વ્યક્તિગત તેમજ સામાજિક ધર્મ ઉદ્બોધવામાં આવ્યો છે. મનુષ્ય

---

*** न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ।**
**प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥**

मनुस्मृति श्लो० ५, अ. ५६

માંસભક્ષણમાં, મદ્યમાં અને મૈથુનમાં દોષ નથી; પ્રાણીઓની એ પ્રવૃત્તિ છે; પણ એની નિવૃત્તિજ મહાફળ આપનારી છે.

ગમે તે અભિપ્રાયનો હોય છતાં તેને કોઇ પરમ આદર્શ તરફ ખેંચાણ હોય તો સહેલાઇથી તે પોતાના વર્તનને વિશુદ્ધ બનાવવાનો પ્રયાસ કરી શકે છે. નગ્ન સ્વાર્થવૃત્તિ કે નફાખોરીથી પ્રેરાયલો માણસ સંપત્તિ વધારવા શા માટે પ્રયાસ કરે છે? પ્રથમ વાત તો એવી છે કે આવી વ્યક્તિને કોઇ બીજો વધારે ગ્રહણ કરવા લાયક આદર્શ ન હોવાથી કે ન જડવાથી સામાન્ય આજીવિકાની પ્રવૃત્તિમાંથી તક મળતાં નફાખોરી કરવાનું દિલ થઇ જાય છે. આ લગનીજ એવી છે કે એમાં વિચારશીલ તત્ત્વજ્ઞો પણ સપડાઇ જાય છે; અને જ્યારે વ્યક્તિગત આદર્શના કે સામાજિક વ્યવસ્થાના આદર્શનો અંકુશ નથી હોતો ત્યારે આવી પ્રવૃત્તિ નિરંકુશ સ્વરૂપ ધારણ કરે છે. આ પ્રવૃત્તિના બચાવમાં તે લોક કહે છે કે તેમણે મેળવેલી સંપત્તિ તેમના કુટુંબના લાભાર્થે છે તેથી તેઓ નર્યા સ્વાર્થી કહેવાય નહિ. આ દલીલ ઉપલક દૃષ્ટિએ ઠીક લાગે છે પણ ખરી નથી. પોતાના કુટુંબના લાભાર્થે કોઈ સદ્દગૃહસ્થ જાહેર સંસ્થાના સંચાલક તરીકે નાણાં ઉચાપત કરી જાય તો તે વાજબી છે? પોતાના દેશના ભલા માટે કોઈ સામ્રાજ્ય બીજા દેશોમાં સંસ્થાનો સ્થાપી વેપાર જમાવે કે લડાઇઓ વહોરી લે તે વાજબી છે? આ સવાલોનો જવાબ સ્પષ્ટ છે. વિશુદ્ધ સ્વાર્થ ઉદ્દભોધના વિચારકોએ મૂળગત સ્વાર્થવૃત્તિને સંકુચિત ક્ષેત્રમાંથી બહોળા ક્ષેત્રમાં લાવવાનો પ્રયાસ કર્યો છે. સર્વ ધર્મોએ આદર્શનો બોધ કરી વ્યવહારમાં તે ઉતરી શકે તે માટે ભગીરથ પ્રયાસો સાધુસન્તો મારફત કર્યા છે. આમ છતાં જ્યારે સામા પક્ષની ફરજનું સમર્થન અને પોતાના પક્ષે હક્કોનું પ્રતિપાદન થઈ રહ્યું હોય છે ત્યારે વિવાદ, વિખવાદ અને વિગ્રહ જીવનનું મુખ્ય કાર્ય બની જાય છે; અને આ વિવાદ અથવા સંઘર્ષ પ્રગતિનો પ્રેરક છે એમ કેટલાક વિચારકો કહે છે. આ લેખમાળાના ત્રીજા લેખમાં કહેલી વાત અમે ફરી કહીએ છીએ કે તે દલીલ વાજબી નથી. સંઘર્ષ કે વિગ્રહથી માત્ર એકપક્ષીય બળ જાગ્રત થાય છે અને તે

જ્યારે અવિચારી બને છે ત્યારે કાર્ય અને પ્રતિકાર્યના ઝુલા ઉપર આપણને નચવે છે.

ત્યારે મનુષ્યના ભીતરમાં રહેલી શક્તિને કઈ રીતે ઓળખવી અને સંગ્રહવી? એક દૃષ્ટાન્ત આપી કંઈક સ્પષ્ટતા સાધવા પ્રયાસ કરીએ. ટેલીફોન અને રેડીયોમાં ધ્વનિનાં મોજાંને કેન્દ્રસ્થ કરવાનું કાર્ય કઈ રીતે સફળ થયું? ધ્વનિનાં મોજાંની અંદર રહેલી ઝડપી શક્તિનું ભાન મનુષ્યને કઈ રીતે થયું? આનો ઉપયોગ કરી લેવા આપણે જેવી રીતે પ્રેરાયા અને સફળ થયા તેવીજ રીતે આખાયે માનવકુળની ભીતરમાં રહેલી શક્તિને આપણે ઓળખી શકીએ અને તેનો ઉપયોગ સાધી શકીએ તો ભારે પ્રગતિ થઈ શકે એ વાત સ્પષ્ટ છે. ભૌતિક દુનિયામાં જે પ્રગતિ અને ઐક્ય સધાયું છે તે વિચારતાં આપણે એકજ નિર્ણય ઉપર આવીએ છીએ; અને જુદા જુદા વાદોમાં આ તત્ત્વ વિચારી આદર્શ સાધના યોજાય તો જ વ્યવહારમાં સ્થિરતા અને પ્રગતિ સાધી શકાય.

આમ ભૌતિક નિયમો અને વ્યવસ્થા આપણને એકજ માર્ગ દર્શાવે છે; વિશુદ્ધ અથવા શાણો સ્વાર્થ પણ તે જ માર્ગે જવાની રૂપરેખા દોરે છે; મનુષ્યકૃત કાયદો પણ હક્ક અને ફરજનાં પરસ્પર વિરોધી દ્વંદ્વમાંથી પ્રગતિમાં પગલાં માંડવાનો એકજ માર્ગ બોધે છે; અને સૌથી વિશેષ તો આપણા બધા ધર્મો આપણને દૃઢચિત્તે નિર્દિષ્ટ માર્ગે જવા ઉપદેશ કરી રહ્યા છે. આટલી બધી એકવાક્યતા હોવા છતાં પડેલા ચીલામાંથી બહાર નીકળવા સફળ પ્રયાસ કેમ કરવામાં આવતો નથી એ હકીકત કેટલીકવાર આશાવાદીને પણ ભારે નિરાશામાં નાખી દે તેવી છે. જડ અને ચેતન બન્ને તત્ત્વો આપણને માર્ગદર્શક છે, ત્યારે આમ નિરાશામાં ગબડી પડયે કેમ ચાલશે? મહાભારતકાર વ્યાસમુનિ પણ, સમગ્ર આદર્શોનો વિચાર કરવા છતાં ભારે નિરાશાવાદમાં પટકાઈ પડી કહે છે:

**ऊर्ध्वबाहुर्विरौम्येषः न च कश्चित् शृणोति मां ।**
**धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥**

વ્યાસમુનિએ પૂછેલો સવાલ બીજીજ લેખમાળા માગી લે છે એટલે માત્ર તે સવાલ પૂછી આપણે સંતોષ માનીએ અને નિરાશાવાદમાં પડી હિતાવહ માર્ગોનો ત્યાગ ન કરીએ. પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ બન્ને તેમનાં નિકૃષ્ટ સ્વરૂપોમાં સહેલો આશાવાદ અને નિરાશાવાદ બોધે છે એમ સમજી, આપણે આપણી પ્રામાણિક બુદ્ધિથી અને આદર્શ ભાવનાથી આપણા ભીતરમાં રહેલી ઉત્કૃષ્ટ શકિતઓને વ્યવહારમાં કેન્દ્રસ્થ કરી પ્રગતિ સાધવા પ્રયાસ કરીએ તોજ કંઈક સાધ્યું ગણાય. પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગના ઝઘડા આપણને પછી નહિ પજવી શકે અને પ્રવૃત્તિ અને નિવૃત્તિ વચ્ચે અત્યારે ન દેખાતું ઐક્ય આપણે સાધી શકીશું.

વ્યવહારમાં નિરંકુશ મનોવૃત્તિઓને તાબે થવાથી મૂડીવાદ આપણો અંતિમ વિનાશ ન નીપજાવે તે માટે આ લેખમાં આપણે માત્ર પ્રાથમિક વિચાર કર્યો છે; પણ આ લેખમાળામાં મૂડીવાદી ભાવના કઈ છે તેનો વિચાર કર્યો નથી; મૂડીવાદીનું વર્તન અને તેનાં શક્ય પરિણામો વિચાર્યાં છે. હવે આ લેખમાળાના છેલ્લા લેખમાં મૂડીવાદ પાછળની ભાવના વિષે વિચાર કરી, આ લેખમાળા સમાપ્ત કરીએ.

૬

# ગીતા અને મૂડીવાદ

અમે ઘણા સનાતનીઓને એમ બોલતા સાંભળ્યા છે કે વેદમાં બધુંયે છે: બંદૂક, દારૂગોળો, વિમાન બનાવવાની કળા, શત્રુનાશ કરવાની વિદ્યા, સંપત્તિ સંપાદન કરવાની યુક્તિ વગેરે વગેરે. આ હકીકત ખરી છે કે કેમ તે અમે કહી શકતા નથી, પણ ગીતામાં મૂડીવાદ વિષે ચોક્કસ અને સ્પષ્ટ શબ્દોમાં ચેતવણી આપવામાં આવેલી છે, એમ અમે દૃઢતાપૂર્વક કહી શકીએ છીએ. આ ગીતા-વિચાર તપાસવાનો આ લેખનો હેતુ છે.

મૂડીવાદની પરાકાષ્ઠા આપણને જ્વાલામુખીના શિખર ઉપર ઉપર બેસાડી દે છે એમ વિખ્યાત લેખક બર્નાર્ડ શૉ કહે છે. મૂડી-વાદ પોતાની વ્યવસ્થા ટકાવી રાખવા ભગીરથ પ્રયાસો કરે છે અને બીજા ક્રાન્તિકારી વાદોના મૂળ નિયમોને પોતાને અનુકૂળ આવે તેવી રીતે ગોઠવવા મહેનત કરે છે. મૂડીવાદ મુખ્યત્વે ખાનગી નફાના તત્ત્વમાં વિશ્વાસ મૂકે છે. વ્યક્તિગત સાહસનો નફો વ્યક્તિનેજ મળવો જોઈએ એવો આદર્શ તે સેવે છે. મૂડીવાદીના કાર્યથી શ્રમજીવીને ફાયદો થતો નથી અને શ્રમજીવીની શકિતઓનો પોતાના નફા માટેજ ઉપયોગ કરી લઇ તેને જેમ બને તેમ પરાધીન રાખવાની મૂડીવાદીની નેમ હોય છે, એવો આરોપ ઘણા દેશોમાં ઘડવામાં આવ્યો છે. પશ્ચિમની ઔદ્યોગિક પ્રગતિ શ્રમજીવીઓના ભોગે થઇ છે એવો અભિપ્રાય ઘણા વિચારકો દર્શાવે છે. આ વાદની અસર નાબૂદ કરવા શ્રમજીવીઓએ ઉત્પાદનનાં સાધનો ઉપર કાબુ મેળવવો જોઈએ એમ કહેવામાં આવે છે; અને વર્ગવિગ્રહના ઐતિહાસિક પદાર્થપાઠનો ઉપયોગ કરી લેવાનું ઉદ્બોધન થઇ રહ્યું છે.

આ બધી પાશ્ચાત્ય વિચારની ભૂલભૂલામણીમાં ઉતર્યા સિવાય આપણે આ પ્રશ્નને ગીતા અને બીજાં શાસ્ત્રોની દૃષ્ટિએ વિચાર કરી સંતોષ માનીએ. મૂડીવાદની પાછળ કઈ ભાવના રહી છે અને તે ભાવના ટકાવી રાખવા જેવી છે કે ત્યાગવા જેવી છે એ વિષય ઉપર જે પ્રકાશ આપણાં ધર્મશાસ્ત્રોએ નાખ્યો છે, તે અત્યારને સમયે વિચારવું અતિ જરૂરનું છે. કારણ કે આપણે ત્યાં જ્યારે સમાજવાદનાં મંડાણ થશે ત્યારે તે આપણા ધાર્મિક વિચારોથી ભિન્ન રીતે કદાપિ ફાવી શકનાર નથી. આપણે પશ્ચિમનું અંધ અનુકરણ કરી આપણા મૂળમાં ઘા કરવા વિચાર વિના તૈયાર થઈ જઈશું તો આપણી પ્રગતિ થવાનો સંભવ દૂર ઠેલાતો જવાનો છે. ધર્મનાં તત્ત્વો નિઃસત્વ અને કાયરો માટે નથી તે આપણે ક્યારે સમજીશું? સમાજવાદના પ્રચારાર્થે આપણી ધાર્મિક માન્યતાઓમાં અમૂલ્ય જવાહીર ભર્યું છે તે આપણે ક્યારે વિચારીશું? અમે તો એવો સમય કલ્પીએ છીએ કે જ્યારે આપણા મહંતો અને આચાર્યો સમાજવાદના શાસ્ત્રસંમત માર્ગે જવા આપણને હાકલ કરશે, અને તેવી હાકલ કરવામાં જેઓ ઢીલ કરશે કે આનાકાની કરશે તે પોતાનું સ્થાન ગુમાવી બેસશે. અત્યારની પરિસ્થિતિમાં વિચારકોએ આપણા તામસી માનસને પલટાવ્યા સિવાય છૂટકો નથી.

મૂડીવાદ પાછળની ભાવના અને તેની રીતરસમો સર્વથા ત્યાગવા જેવાં છે તે દર્શાવવા અમે ગીતા, ઈશાવાસ્ય ઉપનિષદ્ અને મનુસ્મૃતિમાંથી ત્રણ પ્રસિદ્ધ ઉતારા આપીશું. ત્યારે ગીતાના પ્રાસાદિક, અને અભણ માણસ પણ ઝટ સમજી શકે એવા ઉતારાથી શરૂઆત કરીએ. મૂડીવાદ મૂઠીવાદ બની જાય છે તેનું સુંદર વર્ણન ભગવદ્‌ગીતાના સોળમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. એ અધ્યાયના છઠ્ઠા શ્લોકથી આસુરી સંપત્તિનું સરળ પણ સચોટ વર્ણન શરૂ થાય છે અને અર્જુનને સંબોધી પરમ પુરુષ શ્રીકૃષ્ણ કહે છે :

"આસુરી સંપત્તિવાળા લોક મરતા સુધી અપાર ચિંતા વહે

છે અને કામ-ભોગને ધ્યેય ગણી તેનેજ સર્વસ્વ માને છે. આશાના અનેક પાશથી બંધાયલા, કામ અને ક્રોધપરાયણ, ભોગ માટે વિવિધ ઇચ્છાઓ સેવતા, અન્યાયથી ધન સંપાદન કરવાનું તે લોક ઇષ્ટ ગણે છે. આજે મેં આ મેળવ્યું, કાલે વળી બીજું મેળવીશ, મારા કોડ પૂરા કરીશ એવી મનોરથસૃષ્ટિમાં આ લોક રાચે છે. આજે મેં મારા અમુક શત્રુને નમાવ્યો અને બીજાને પણ નમાવીશ, હું સર્વશકિતમાન, સિદ્ધ, બળવાન, સુખી, કુલીન, શ્રીમંત છું; હું ભોગવું છું, દાન કરૂં છું, સેવા કરૂં છું એવા મિથ્યા જ્ઞાનમાં આવા લોક ફસાયલા રહે છે. આવા અનેક તર્કમાં ભાન ભૂલીને મનુષ્યો મોહજાળમાં ગૂંચાય છે અને કામભોગમાં આસકત તેઓ કૂડ નરકમાં પડે છે. પોતાની સ્તુતિ કરનારા, ગુમાની, ધન-માનના મદથી ભરેલા તેઓ દંભથી કામ કરે છે અને પ્રભુનો દ્રોહ ઠેરઠેર કર્યા કરે છે × × × પોતાનાજ આત્મઘાતના ત્રણ દરવાજામાં તે ઝટ પેસી જાય છે. આ દરવાજા તે કામ, ક્રોધ અને લોભ છે. આ ત્રણ દરવાજામાં પેસવાનું જે ઇષ્ટ માનતા નથી તેઓજ સાચા સુખને મેળવી શકે છે.''

ઉપરનું ગીતાવર્ણન વ્યક્તિ, સમાજ, ધર્મસંસ્થાઓ, રાજ્ય વગેરે સર્વને મોટે ભાગે લાગુ પડે છે. ગીતાની વિચારસરણી આપણને સંપત્તિના કુલ સ્વતંત્ર માલીક તરીકે ઉપભોગ કરવાની મના કરે છે. દરેક વ્યક્તિ મિલકતના ટ્રસ્ટી તરીકે સમાજના શ્રેયાર્થે મિલકતનું સંરક્ષણ અને સંવર્ધન કરે એવો સ્પષ્ટ ધ્વનિ ગીતામાં જડે છે. મનુષ્યે સંપત્તિ ન મેળવવી એ ધ્યેય આપણા વિચારકોએ કદાપિ ઇષ્ટ માન્યું નથી; પણ વ્યવહારમાં આપણે શું જોઇએ છીએ ? સારાનરસાની કે ધર્માધર્મની પરવા કર્યા વગરની કમાણી, અને કોઈપણ પ્રકારની યોજના સિવાયનો નિરંકુશ વ્યય. કોઈના વારસો સંપત્તિ ઉડાવી દે છે, તો કોઈના ભારે સાહસ આદરી બેસી દેવાળું કાઢે છે: કોઇના વારસો સંપત્તિ સાચવવા અથાગ પરિશ્રમ કરી કંજૂસનું બીરદ

વહોરી લે છે, તો કોઇના દાતા કહેવાવાના લોભે કે સ્મશાનવૈરાગ્યથી દાન કરી દે છે. આવું ધનનું ઉપાર્જન કે તેનો નિરંકુશ વ્યય કોઇ રીતે ઇષ્ટ નથી એમ આપણા વિચારકો કહે છે; પણ આ બાબતમાં ભણેલા અને અભણ બન્ને એકજ કક્ષામાં છે. જ્યાં સુધી વ્યક્તિગત માનસ આ બાબતમાં વિચાર કરી પોતાનો દૃષ્ટિકોણ ન બદલે, ત્યાં સુધી મૂળભૂત સુધારો થાય એમ અમે માની શકતા નથી. દુનિયાના સઘળા ધર્મોએ આ માનસને પલટો આપવા સર્વગ્રાહી અને તેવા પ્રયાસો સતત કર્યા કીધા છે.

ગીતાએ આપેલી સ્પષ્ટ સલાહનું ઇશાવાસ્ય ઉપનિષદ્‌માં સમર્થન કરવામાં આવ્યું છે. તેમાં પહેલોજ શ્લોક કહે છે:

"જગતમાં જે કાંઇ છે તે ઈશથી વ્યાપ્ત છે, અને તેનો ઉપભોગ તું ત્યાગભાવનાથી કર. બીજાના ધનની ઇચ્છા કરીશ મા." આ એકજ શ્લોકમાં પારમાર્થિક અને વ્યાવહારિક વર્તનનો સુમેળ સાધવા ઠીક સલાહ આપી છે. જેમ જેમ આપણે આ ઉપનિષદ્-વાકયને વિચારતા જશું તેમ તેમ નવો દૃષ્ટિપથ આપણી આગળ લંબાતો જશે અને આપણે આપણા કામમાં બમણા ઉત્સાહથી રોકાયલા રહીશું. આપણી શાળાઓ અને વિદ્યાલયોમાં આ ઉપદેશની ચર્ચા અને વિવાદને સ્થાન મળશે તો અવશ્ય આપણું ભાવી ઉજ્જવલ છે. આધુનિકવાદો શાસ્ત્રીય અને અઘરી ભાષામાં જે બોધી રહ્યા છે તે જ વાત આપણા ધર્મો સરળતાથી અને સ્પષ્ટતાથી આપણને સમજાવે છે. ઉપનિષદ્‌નો શ્લોક ગીતાની માફક મૂડીવાદ પાછળની ભાવના ત્યાગવા આપણને ઉદ્‌બોધે છે. આ પ્રશ્નજ એવો વિકટ છે કે એનું સરળ નિરાકરણ એકલા ધર્મોથી કે એકલા આધુનિક વાદોથી શકય નથી. આધુનિક વાદોમાં પણ એવું બનતું જોવામાં આવ્યું છે કે તે તે વાદોના પ્રવર્તકોને પ્રભુના અવતાર તરીકે પૂજી તેમનાં વચનોને વિચાર વિનાજ ગ્રહણ કરવામાં આવે છે. આ પ્રકારની મૂર્તિપૂજા કે અવતારવાદથી આપણો રસ્તો સરળ બનતો નથી. નવી

વ્યવસ્થાના વ્યાવહારિક પ્રશ્નોનો વિચાર, કોઈપણ પ્રકારની ધાર્મિક કે આધુનિકવાદની મતાંધતા દૂર રાખી, કરવો જોઈએ.

મનુસ્મૃતિ પણ ઉપરનોજ વિચાર બીજી રીતે વર્ણવે છે અને કહે છે :

"જે માણસ અધાર્મિક છે, જેનું ધન જૂઠાણાનું છે અને જે નિત્ય હિંસામાં ખૂંપેલો રહે છે, તે આ લોકમાં સુખ પામતો નથી. પાપી અધર્મીઓની જોતજોતામાં અવળી દશા થાય છે એમ વિચારીને ધર્મથી દુઃખ આવતું હોય તો પણ અધર્મમાં મન પરોવવું નહિ. પૃથ્વીમાં રોપેલું બીજ જેમ તુરતજ ફળ આપતું નથી, તેમ જગતમાં અધર્માચરણ પણ તેજ વખતે ફળ આપતું નથી. પરંતુ બીજ જેમ ધીરે ધીરે વધીને ફાલે છે અને પછી ફળ આપે છે, તેમ અધર્મ પણ ધીરે ધીરે વૃદ્ધિ પામીને અધર્મ કરનારનાં મૂળિયાંને કાપી નાંખે છે. કરેલો અધર્મ જો કર્તાને ફળ ન આપે, તો તેના પુત્રોને આપે છે; અને પુત્રોને ન આપે તો તેના પુત્રોને આપે; પરંતુ તે નિષ્ફળ જતોજ નથી. અધર્મ કરનારો પુરૂષ તે વખતે કદાચ ધનાદિ સંપત્તિ મેળવે છે, સુખો જુએ છે અને શત્રુઓને જીતે છે, પણ છેવટે તો તે સમૂળો એટલે પરિવાર સહિત નાશ પામે છે."

(મનુસ્મૃતિ અધ્યાય ૪ શ્લો. ૧૭૦ થી ૧૭૪)

મનુસ્મૃતિ પણ ગીતા અને ઉપનિષદે ચીંધેલા માર્ગે જવા આપણને હાકલ કરે છે. આવાં તો સંખ્યાબંધ અવતરણો આપણાં શાસ્ત્રોમાંથી મળી આવે છે, પણ શાસ્ત્રોનાં વાકયો અને આદેશોનો વિચાર કર્યા વિના કે પરિસ્થિતિમાં કસી જોયા વગર સાચાં માનવાનું અમે કહેતા નથી. ઉપરના ત્રણ ઉતારાઓ, એમની પાછળ જે જવલંત ઉપદેશ છે તે સચોટ રીતે વાચક ગ્રહણ કરે તેટલા પૂરતાજ, આપવામાં આવ્યા છે. અમારૂં તો એમ માનવું છે કે, સ્વતંત્ર વિચાર કરતાં આપણે ઉપર દર્શાવેલા નિર્ણય ઉપર આવી શકતા હોઈએ, તો માત્ર આ નિર્ણયો ધાર્મિક માન્યતાઓ ઉપર અવલંબે છે માટે

ત્યાગવા ન જોઇએ, કારણ કે દુનિયાના સઘળા ધર્મો મનુષ્યને સમાજવાદી માર્ગ તરફ જવા ઉદ્‌બોધન કરી રહ્યા છે. આ દૃષ્ટિએ વિચારકોને ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવા અમે વિનંતિ કરીએ છીએ. મૂડીવાદ પાછળની ભાવના ઉપરના ઉતારાઓથી સ્પષ્ટ થાય છે અને સાથે સાથે આપણા જ વિચારકોએ લીધેલા પરિશ્રમની કંઇક ઝાંખી થાય છે. આ ઉપદેશને વ્યવહારમાં ઉતારવામાં આપણું ભૂષણ છે.

આમ અત્યારના સંક્રાન્તિકાળમાં મૂડીવાદ પાછળની ભાવનાનો સફળ ત્યાગ આપણે કરી શકીશું તોજ આવતી કાલના જગતમાં ઉન્નત મસ્તક રાખી આત્મરક્ષણ સાધી શકીશું. આપણા ધાર્મિક વારસાની માત્ર વાતો કર્યા કર્યે દહાડો વળવાનો નથી. આ લેખની શરૂઆતમાં ટાંકેલો બર્નાર્ડ શૉનો અભિપ્રાય મનુસ્મૃતિમાં જરા લંબાણથી ચર્ચવામાં આવ્યો છે. બન્નેની એકવાકયતા તરતજ દૃષ્ટિ-ગોચર થાય છે કે વ્યકિત, સમાજ, ધર્મસંસ્થા કે રાજ્ય અધર્મા-ચરણથી ભલે સુખ, સમૃદ્ધિ કે શત્રુનાશ સાધી શકે, પણ તેમનો અંતિમ વિનાશ હમેશાં નિશ્ચિત છે.